२७३१ ॐ

# प्रारंभिक प्रस्ताव.

## કાયદાના બંધનની અગત્ય.

વ્યવસ્થા એ સર્વને શાંતિદાયક છે. અવ્યવસ્થાવાળો વ્યવહાર સર્વને ક્લેશકારી થઇ પડે છે. પૃથ્વીની ઉત્પતી સાથેજ જનસમુદાય શાંતીમાં રહે તેવા દેશકાળને અનુસરી નિયમો બંધાયા છે અને તેમાં જનસમુદાયની બુદ્ધિ, હવાપાણી અને દેશકાળને અનુસરી ફેરફાર થયે જાય છે.

આપણાં આર્યશાસ્ત્રોમાં મનુસ્મૃતી અને અન્ય ધાર્મીક ગ્રંથો તેમાં પ્રમાણભુત છે, તેવીજ રીતે અન્ય ધર્મીઓએ પણ પોતપોતાના ધર્મ. દેશકાળ હવાપાણીને અનુસરી નિયમો બાંધ્યા છે અને તે તે નિયમોને અનુસરી વર્તવાની ફરજ નાંખવામાં આવેલી છે. કદાચ કોઇ અવીચારી તે નિયમોની વિરૂદ્ધ વર્તે તો તે જ્ઞાતિ અથવા ધર્મમાંથી તેને બહિષ્કૃત (જ્ઞાતિબહાર) કરવામાં આવે છે.

તેજ નિયમને અનુસરી આપણા અગાઉના રાજ્યકર્તાઓએ પ્રજામાં વર્તવાના નિયમો ઘડેલા હતા અને પ્રત્યેક પ્રજા તે કાયદાના બંધનમાં રહી તે પ્રમાણે વર્તી સુખી થતી હતી. વળી તે પ્રજામાંના આગેવાન અને ડાહ્યા પુરૂષોએ પોતાની જ્ઞાતિધર્મને અનુસરી દરેક જ્ઞાતિવાર ખાસ કાયદા ઘડી તે પ્રમાણે દરેકે વર્તવાનું બંધન મુકેલ, અને તેથી વિરૂદ્ધ વર્તે તેને ગુન્હાના પ્રમાણમાં યોગ્ય શિક્ષા કરી અથવા ભારે ગુન્હેગારને જ્ઞાતિ બહાર કરવાના ઠરાવ થયેલા પ્રતિત થાય છે.

કોઇ જ્ઞાતિમાં કે રાજ્યમાં જો પ્રજાનું હિત થાય તેવા કાયદાનું બંધન ન હોય અથવા તે પ્રજા તે ધારા પ્રમાણે ન વર્તે તો પરિણામ કેટલું દુઃખદાયક થઇ પડે તે વિચારીએઃ—ઇતીહાસ ભણેલા સારી રીતે જાણે છે કે આજથી બસેં વર્ષ પહેલાં જ્યારે કાયદાનું યોગ્ય બંધારણ અને તેનું યોગ્ય પાલન નહિ થવાથી પ્રજા તે વખતે ઘણા જુલમથી કચડાતી હતી. એક પૈસાદારથી પોતાની સંપત્તિ પ્રમાણે સારાં કપડાંલત્તાં કે બીજો વૈભવ ભોગવી શકાતો નહોતો, કારણ કે તે પ્રમાણે સુખ ભોગવવા જાય તો લુચ્ચા અને લુટારા લોકો તે સંપત્તિવાન માણસને નાહક નુકશાન કરી તેની સંપત્તિ લઇ જતા હતા. બાળલગ્નનો રીવાજ પડી જવાનાં કારણોમાંનું એક આ કારણપણ પ્રમાણ પાત્ર ગણી શકાય. કારણકે નાની ઉમરમાંજ માતાપિતા પોતાની સ્વરૂપવાન પુત્રીને ન પરણાવે તો લુચ્ચા લોકો તે કન્યાને ઉપાડી જવા સુધીનું સાહસ પણ કર્યા શીવાય રહે નહિ ! કાયદાના બંધન વિનાના એવા લુચ્ચા લોકોને એમ જાણવામાં આવે કે અમુક માણસને ત્યાં એક ચીજ ઘણીજ ઉત્તમ છે તો તે ચીજ ગમે તેટલું દુઃખ દઇને પણ લઇ જાય ત્યારેજ ઝંપે ! આથી તે વખતના સંપત્તિવાન પુરૂષો બીચારા ગમે તેટલું કમાતા છતાં પણ પોતાની સંપત્તિનો યોગ્ય ઉપયોગ કરી શકતા નહોતા. આપણાં ધર્મનાં પ્રાચીન પુસ્તકો અને અન્ય અનેક કિંમેતી વસ્તુઓનો નાશ થવામાં આવું કાયદા વિનાનું નિરંકુશ બંધારણજ હતું.

કોઇ જ્ઞાતિમાં એવા ધારા ન બંધાયા હોય તો તેનું પરીણામ એ આવે કે જ્ઞાતિના લુચ્ચા માણસો પોતાની ઇચ્છા પ્રમાણે વર્તી ઇજ્જતદાર અને ખાનદાન કુટુંબના નરમ માણસોને દુઃખ દેનાર થઇ પડે છે, અને પરસ્પર એવી વિરૂધ્ધ ભાવના ઉત્પન્ન થાય છે કે એક કહેશે હું આ પ્રમાણે વર્તીશ અને આ કાયદો મને પસંદ છે તો બીજો કહેશે તે કાયદો મને પસંદ નથી અને તે કાયદા પ્રમાણે હું નહિ વર્તું તેથી છેવટે પરીણામ એ આવે છે કે જ્ઞાતિમાં માંહોમાંહે કુસંપ

.. ... માંહોમાંહેના કુસંપથી નાશ પામ્યા તેમ જ્ઞાતિ ... આ ઉપરથી આપણી ... દરેક પુરૂષે સમજવાની જરૂર છે કે જ્ઞાતિમાં સંપ અને કાયદાના બંધારણની કેટલી જરૂર છે ?

જ્યારે કાયદાના બંધન વિનાની નિરંકુશ સ્થિતીમાં પ્રજાને આવું દુઃખ પડે છે ત્યારે કાયદાના બંધનવાળી હાલની રાજ્ય વ્યવસ્થામાં પ્રજા કઇ સ્થિતીમાં છે તે જોઇએ. હાલ ગરીબથી ધનવાનસુધી દરેક પોતે પોતાની સંપત્તિનો પોતાની ઇચ્છામાં આવે તેવી રીતે ઉપયોગ કરી સુખ ભોગવે છે. હાલ પોતાનો વૈભવ ભોગવતાં નથી અટકાવતું કોઇ રાજ્ય તરફથી કે નથી અટકાવતા કોઇ લુચ્ચા માણસો ! હાલના ધનવાનો ભલે ગમે તેટલો વૈભવ ભોગવે તોપણ તેને કશાનો ભય નથી! આ સર્વ સુખ શાથી ? આટલા વિવેચનથી આપને જણાયું હશે કે તે સર્વ સુખ કાયદાના મજબુત બંધારણને લીધેજ છે.

બ્રીટીશ સામ્રાજ્યમાં કાયદાના બંધારણ પ્રમાણે વર્તવાને દરેકને માથે એટલી બધી જવાબદારી હોય છેકે ઇંગ્લંડની પ્રજા પક્ષમાંના મુખ્ય પક્ષો જેવાકે લીબરલ, કોન્ઝરવેટીવ, યુનીયનીસ્ટ કે લેબર પાર્ટીમાંના કોઇપણ પક્ષથી પોતાને વધુ મત મળ્યા શીવાય પોતાનો ધારેલો કાયદો પસાર કરાવી શકાયજ નહિ !

હીંદુસ્તાનના પ્રતાપી શહેનશાહ એડવર્ડથી સેવન્થ કાયદાની જવાબદારી પાળવામાં પોતેજ એટલી બધી કાળજી રાખે છે કે ઉપલા પક્ષોમાંના કોઇપણ પક્ષોમાંના કોઇપણ પક્ષે મુકેલી દરખાસ્તની તરફેણમાં હોય તો પણ તેની વિરૂધમાં ઘણા મત પડતાં પોતાની ઇચ્છા બીજા વખત ને માટે મુલતવી રાખે છે. સુજ્ઞ જ્ઞાતિબંધુઓએ આ દાખલાથી સમજી જ્ઞાતિમાં કલેશ ઉત્પન્ન નહિ થવા દેતાં વધુ મતે પસાર થયેલા કાયદા પ્રમાણે વર્તવાની જરૂર છે.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપી ચારે પુરૂષાર્થ સિધ્ધ કરવા દરેક જીવાત્મા આ સંસારમાં આવે છે તે સુખેથી સિધ્ધ કરવા અને તે સિદ્ધ કરતાં દુરાચારી મનુષ્યો અડચણ ન કરે તે માટે દરેક ને માથે કાયદાના બંધનની જરૂર નથી ?

આપણી જ્ઞાતિમાં એવા લુચ્ચા અને દુરાચારી માણસો સમજુ માણસને ઇજા ન કરે તે માટે અગાઉના ડાહ્યા પુરૂષોએ તે સમયને અનુસરી ધારા બાંધ્યા હતા, સમયને અનુસરી જેમ બીજી જ્ઞાતિઓમાં સુધારા વધારા થાય છે તેમ કેટલાક રીવાજોમાં સુધારો કરવા અને એ બીજા ધારા દરેકને તાજેતર ફરી બહાર પાડી દરેક જ્ઞાતિબંધુ તે પ્રમાણે વર્તી જ્ઞાતિમાં સંપ–સમાધાન–અને સુખ પ્રસરે એવી આતુર ભાવના સર્વના મનમાં ઉત્પન્ન થઇ હતી અને ઇશ્વર કૃપાથી સંવત ૧૯૬૬ના પોષ સુદી ૬ને સોમવારને રોજ અંકલેશ્વર મુકામે આપણી પંચ મળી સર્વાનુમતે આગળ આપવામાં આવેલા ધારા પસાર કર્યા છે કેટલેક પ્રસંગે એવું બન્યું છે કે ધારા બંધાતી વખતે તેમાં અમુક ધારા માટે મત ભેદ પડે છે છતાં વધુમત પડતાં તે ધારો પસાર થાય છે પણ ઇશ્વર કૃપાથી આ વખતના ધારા સર્વાનુમતે પસાર થયેલા હોવાથી અને સર્વ તરફથી તે સાવર છપાઇ બહાર પડે તેવી માગણી થવાથી ઉતાવળે છપાવતાં કદાચ કોઇ સ્થળે ભુલ થઇ હોયતો વાચક વર્ગ ક્ષમા કરશે અને સુધારી વાંચી લેશે.

અંતમાં જણાવવાનું જે આ ધારાઓનો જેમ બને તેમ સત્વર પ્રસાર થઇ જ્ઞાતિમાં સર્વ સ્થળે શાંતી થાવ.

લી૦ જ્ઞાતીનો સેવક.

ॐ

# ज्ञातिबंधुओने एक विशेष सुचना.

## આપણી જ્ઞાતિની ઉન્નતી શી રીતે થઇ શકે?

આ નાની પોથીમાં આપણી ન્યાતિના ધારા છપાવી પ્રસિધ્ધ કરેલા છે. જ્ઞાતિ બંધુઓ તે પ્રમાણે વર્તી આનંદ ભોગવો એવી શ્રી ઇષ્ટ પ્રતિ પ્રાર્થના કરી પ્રિય જ્ઞાતિબંધુઓ જ્ઞાતિ સુધારણાના એક જુદાજ વિષય ઉપર આપનું ધ્યાન ખેંચવા રજા લઇશ. જ્ઞાતિના ધારા પ્રમાણે વર્તવાથી જ્ઞાતિમાં જેમ શાંતી અને સંપ વધે છે તેમ દરેક જ્ઞાતિ બંધુએ આ આગળ વધતા જમાનામાં પોતે જાતે પોતાની જ્ઞાતિને ઉપયોગી થઇ આગળ ચર્ચવામાં આવતા વિષયોમાં કાંઇક સુધરવા પ્રયત્ન કરશો તો કાળે કરીને જ્ઞાતિ એટલી તો સુખી થાય કે બીજાઓ તેની પ્રસંશા કરી જરૂર અનુકરણ કર્યા વગર રહેજ નહિ.

હવે હાલના સમયમાં પોતાની મેળે પોતે સુધરવા નિચેના વિષયોપર પ્રધાનપણે ધ્યાન રાખવાની આવશ્યકતા છે.

૧ રીત રીવાજ. ૨ કેળવણી-ઉદ્યોગ. ૩ ધર્મ. આ સીવાય બીજા ઘણા વિષય જરૂરી છે પરંતુ આ લઘુ લેખમાં મુખ્ય ત્રણ વિષયોમાંજ સમાવેશ કરીશું.

૧ રીત રીવાજના બે વિભાગ થઇ શકે.

अ જ્ઞાતિ વ્યવહારમાં. ब ગૃહવ્યવહારમાં. જ્ઞાતિ વ્યવહારના રીત રીવાજ સંબંધે આ લેખમાં બહાર પડેલા ધારાઓમાં સારી રીતે ચર્ચા થયેલી છે એટલે તે વિષય સંબંધે વધુ નહિ લખતાં તે ધારાઓ દરેકે પાળી તે પ્રમાણે દરેક વર્તે તેવી સમજણ આપવા સમજુ પુરૂષે પ્રયત્ન કરવો જોઇએ. વળી જ્ઞાતિ વ્યવહારના રીતરીવાજ સંબંધે એટલી વીશેષ સુચના કરવાની જરૂર ધારૂં છું કે પંચમાં કામ કરતા પુરૂષોએ પક્ષપાત, મમત, અને વૈરી વૃતીનો ત્યાગ કરી પ્રમાણીકપણે કામ લેવાની ખાસ જરૂર છે. કેટલીકવાર એવું બને છે કે જ્ઞાતિના પંચો અમુક માણસ ઉપર પોતાનો ખાનગી દ્વેષનો બદલો વાળવા પંચ મળે ત્યારે પોતાની અસહનશીળ વૃતી બતાવે એ પંચનું કેટલું ભારે અપમાન કર્યા જેવું ગણાય!

પંચ એ પરમેશ્વર છે. અને પરમેશ્વરનો જ્યાં નીવાસ હોય તે સ્થળ કેવું શાંત, નીર્વિકારી અને વાત્સલ્ય ભાવવાળું હોવું જોઇએ! તેને બદલે હાલની પંચો કલેશ, વૈરભાવ અને ઉચ્છેદક વૃતીવાળી જોઇ સુજ્ઞજનોને સંતાપ થયા વીના રહેતો નથી!

પંચમાં મળતા દરેક પુરૂષોએ પોતાના વીચાર જણાવવા દરેક દેશમાં અને દરેક જ્ઞાતીમાં છુટ હોવીજ જોઇએ પરંતુ દરેક વીચાર જણાવનારે પોતાના વીચાર પુર્ણ શાંતીથી નમ્રતાપૂર્વક સમજાવવા જોઇએ, પણ વીચાર જણાવતાં કલેશ ઉત્પન્ન થાય તેવી રીતે વીવાદ કરવો એ સુજ્ઞનું કર્તવ્ય નથી.

જ્ઞાતીના ડાહ્યા પુરૂષોની ફરજ છે કે જ્ઞાતીમાં જેમ બને તેમ સંપ વધારવો અને કલેશના પ્રસંગો ઓછા કરી નાખવા.

લગ્ન પ્રસંગમાં જ્યાં સ્ત્રી પુરૂષો એકત્ર થાય છે ત્યાં સ્ત્રીઓ ફટાણાં અને બીભત્સ શબ્દોનો અતીયોગ કરી શુભ પ્રસંગમાં પોતાની જીભ કે જે સ્વાદીષ્ટ પદાર્થોનિજ ખાવાની વાસનાવાળી છે તેને બીભત્સ શબ્દોરૂપી વીષ્ટાથી દુર્ગંધમય કરે છે, આવી વખતે કેટલાક પુરૂષો પોતાની પુત્રી, પુત્ર વધુ (દીકરાની વહુ) માતા, બ્હેનને મોઢેથી સાંભળતાં કમકમાટી છુટે તેવાં ફટાણાં સાંભળી મલકાઇ *કહે છે હેય ! ભાઇ ! એ તો વ્હીવાનાં બારણાં ઉઘાડાં ! એમજ ચાલે ! પણ આ ભાઇઓને અજ્ઞાનાંધકારમાં ખબર હોતી નથી કે આવા આવા ભ્રષ્ટ સંસ્કારો પડતાં તમારા વારસોના ભવીષ્યનાં શુભ ચરણો નષ્ટ પામશે ! જે પ્રસંગોમાં ફટાણાં બોલાય છે તે પ્રસંગોમાં સુજ્ઞ પુરૂષોની ફરજ છે કે જાતે ઉભા રહી દરેકને સમજણ અને યોગ્ય હાથથી દબાવી ફટાણાં બંધ કરાવવાં. શું ઉત્તમ પ્રોળ અને પચો કે જે બોધક છે તે લગ્ન જેવા આનંદદારી પ્રસંગમાં તમોરી બ્હેન, પુત્રી, માતા અથવા પુત્ર વધુ (દીકરાની વહુ)ને મ્હોડે સાંભળવા જવા દઇ ફટાણાં રૂપી બીભત્સ શબ્દોનો મારો સહન કરવા તત્પર થશો? લગ્ન જેવા શુભ પ્રસંગમાં પ્રથમ ગ્રાસે મક્ષીકા! કેટલાક ગૃહસ્થો પોતાનાં બાળક ઘોડીઆમાંથી ઝડપાય જાય છે આવી વાતો કરી ફુલાઇ જાય છે! પણ તે મને ખબર નથી કે ભાઈ તારો પુત્ર બાળ લગ્ન રૂપી દુષ્ટ રાક્ષસના બાજામાં એવો તો ઝડપાઇ જશે અને તે રાક્ષસ ધીમે ધીમે બ્રહ્મચર્યના નાશ રૂપી પોતાના મીત્રને મોકલી પછી ગૃહસંસારની વીટંબણારૂપી ડાકણને મોકલી અને છેવટે ચિંતા રૂપી ચીતામાં હંમેશને માટે ધકેલે છે! આ શીવાય બીજા કેટલાક પ્રસંગો કે જેમાં વારંવાર ખટપટ ઉભી થાય છે. તે ત્યાગ કરવા વિનંતી છે.

ગૃહવ્યવહારના **રીતરીવાજ** સંબંધે જણાવવાનું જે આપણે કોઇને ત્યાં જઇ તેનો આવકાર આપવાની વિવેક ભરેલી લાગણી, તેના ઘરની સ્વચ્છતા, ઘરનાં છોકરાંઓની નમ્રતા, આચારની પવિત્રતા, ઘરની સ્ત્રીઓની ધાર્મીક, નિતીમય અને મળતાવડી પ્રકૃતી જોઇ ઘરનો સંપ જોઈ ઘેર આવી શું વખાણ કરતા નથી કે અહો ! અમુક ગૃહસ્થને ત્યાં બધાં માણસો કેવા સમજુ ! અમારી આગતા સ્વાગતા, અમારી સાથેની તેની વિવેક ભરેલી વર્તણુક અને તેના આચાર વિચારથી ખરેખર અમે આનંદિત થયા છીએ! એવી રીતે જેને ત્યાં આવી બાબતના નીયમોનું ધ્યાન રાખવામાં નથી આવતું તેવાંને ત્યાં જઇ તમો શો ઉદ્ગાર કાઢો છો? બધા માણસો અણુ સમજુ, વિવેક સમજે નહિ, ઘરના મુખી બે ભાઇ તેમાં પણ સંપ નહિ એક ઉત્તર તરફ જાયતો બીજો દક્ષીણે! છોકરાપણ અણુ સમજુ અને ઘરમાં એવોતો ગંદવાડ કે અમને તો ઉભા રહેવું પણ પસંદ પડયું નહિ ! સદાચારી ગૃહસ્થને ઘર જઇ ઉપર પ્રમાણેના સારા અને અવિચારી અને અવ્યવસ્થિતને ત્યાં જઇ ઉપર પ્રમાણે અસંતોષીન ઉદ્ગાર કાઢતા આપણે ઘણાને જોઇએ છીએ, અને આપણે પોતે પણ તેવાજ ઉદ્ગાર પ્રસંગોપાત કાઢીએ છીએ પરંતુ આપણા પોતાના ઘરમાં સોમબ દીવેલે જે અંધારૂં થાય છે તેનો કોઇ દીવસ વિચાર કર્યો હોય છે? પ્રિયજ્ઞાતી બંધુઓ ! આવી ઝીણી બાબતો ઉપર ધ્યાન આપવાથી તમારા ગૃહસંસારમાં તમો કેટલો ફેરફાર કરી શકો તેનો વિચાર કરવાની જરૂર નથી શું ?

કદાચ કોઇવાર એ સંબંધે તમે વિચાર કર્યો હોય, તોપણ ગૃહસંસાર ઉત્તમ કરવાના માર્ગમાં ઘણા એક તસુપણ ચાલ્યા હોતા નથી, તેઓને જે ઉપાયો વડે ગૃહસંસાર ઉત્તમ થઇ શકે તે જણાવવા યત્ન કરીશું:—

તમારો ગૃહસંસાર ઉત્તમ કરવા તમારો પોતે ઉત્તમ થવાની પ્રથમ અગત્ય છે તમો પોતે જો નિતીમાન થશો, તો ઉત્તમ પ્રકારનાં ટાઇપમાં છપાયેલ પત્ર જેમ સફાઇદાર અને સુંદર નીકળેછે. તેમ તમારાં બાળક પણ તેવાંજ નીકળશે દરેક ઘરમાં હંમેશાં રાત્રે અથવા અવકાશ હોય ત્યારે નિતીનો બોધ આપનાર ધાર્મીક પુસ્તક વાંચવાની ખાસ અગત્ય છે. તમો પોતે તમારા પુત્ર, પુત્રી, બ્હેન, ભાઇ, પુત્ર વધુ (દીકરાની વહુ) વીગેરે કુટુંબના બધાં માણસોને બેસાડી શાંતીથી યોગ્ય સમજણ અને ઉત્સાહ આપશો તો ધીમે ધીમે તેઓ શાંત થઇ પોતાની મેળે સુધરવા ઉત્સાહ વધારશે, જે સમય તમે નકામાં ગપાં મારવામાં કે જ્ઞાતીમાં ફલાણાએ સગાઇ કે ક કરી અને ફલાણાએ આમ કર્યું અને તેમ કર્યું એવાં ટાહયલામાં ગાળો છો તે અમુલ્ય સમય તમે આવા બોધક પ્રસંગમાં રોકશો તો તમને ઘણોજ લાભ થશે!

**૨ केळवणी अने उद्योग.** કેળવણી આપવાની અગત્યતા કાંઇ ઓછી નથી. ઘણીજ દીલગીરી ભરેલી વાત છે કેઆપણી જ્ઞાતિમાં તે સંબંધે ઘણું ઓછું લક્ષ અપાયું છે કદાચ ઘણા એવું જણાવી બચાવ કરવા ઇચ્છા રાખશે કે આપણો સોનીનો ધંધો શીખવતા તેની નાની ઉંમરે પેઢીમાં બેસાડવો પડે છે તેથી અમે કેળવણી આપી શકતા નથી. પરંતુ પ્રિય જ્ઞાતી બંધુઓ! તમારા પુત્રને સોનીનું કામ છોડી નિરૂધમી બનાવવા કે વધારે ભણાવી હાલના સુધરેલા છટેલીની સંજ્ઞા જેને માટે એક વિદ્વાને લખ્યું છે કે:—

"સુધરી જવાનાં સાધનોમાં મુખ્ય વસ્તુ આટલી,
ઘડીઆળ, ચશ્માં બુટ કર છત્રી કે બાટલી;
ઉત્તમે ગણાતી એજ કેળવણીતણાં ફળ થાય છે!
ધીઃક ધીઃક અરે કોને ખબર શું દેશમાંથી જાય છે!"

તેવા બનાવવો કહેતા નથી, અમે તમારા જે પુત્રને તમો સોનીનો ધંધો કરાવવા ઇચ્છતા હો તેને ગુજરાતી સાતમા ધોરણસુધી સ્કુલમાં અભ્યાસ કરાવી નામું, ઠામું, અને નીતી અને ધાર્મીક પુસ્તકો સમજી શકે તેટલી કેળવણી આપવાની આવશ્યકતા વીચારીએ છીએ, અને આપણા પોતાના ધંધામાં શું તે એક ઉતમ પ્રકારનો ઝવેરી ન થઇ શકે!

જો તમારા પુત્રને તમો સોનીનાં ધંધામાં નાખવા વીચાર રાખત હો તો ઉપર જણાવ્યા પ્રમાણે ગુજરાતી કેળવણી આપી કોઇ હુશીઆર સોનીને ત્યાં મુકો! અથવા મુંબાઇના કોઇ હુશીઆર ઝવેરીને ત્યાં કદાચ તમને વધારે ખર્ચ પડે તો તે ભોગવીને પણ મોકલો, ગમે તેટલો થયેલો તમારો ખર્ચનો બદલો તે એક વર્ષમાં વાળી આપશે. યુરોપના વીદ્વાન અને પ્રયત્નશીળ સોનીનો દાખલો લો, તે હમેશાં પોતાનો ધંધો ઉત્તમ રીતે ખીલવવા પ્રયાસ વધારેજ જાય છે તેની એક નેકલેસ, બ્રેસલેટ, કે વીંટી કેટલી નકશીદાર હોય છે? તમે તે જોઇ ખુશ થાઓ છો પણ કોઈ દીવસ એવો વીચાર કર્યો છે કે મારા પુત્રને આવો ઉત્તમ કારીગર બનાવવા મારે શો પ્રયાસ કરવો? એવી ઉત્તમ કારીગરી યુરોપીઅનજ કરી શકે એ તો સંચાનાં કામ! આપણાથી તે બને નહીં! એવાં બાયલાં કારણો બતાવવાં છોડી દઇ મારા પ્રીય જ્ઞાતીબંધુઓ! તમે તમારા પુત્રને સુધારો! તમને ઇશ્વર કૃપાથી એક કરતાં વધારે પુત્ર હોય તો એકને ઉત્તમ સોની બનાવો બીજાને વધારે કેળવણી આપી કોઇ જુદા ધંધે વળગાડો.

શહેરમાં વસતા આપણા જ્ઞાતી બંધુઓને આ પ્રસંગે હું જણાવીશ કે ગામડાવાળાઓ કરતાં પોતાના પુત્રને કેળવણી આપવાનાં એક કરતાં ઘણાં અનુકુળ સાધનો છે છતાં ઘણુંજ દીલગીરી ભરેલી વાત છે કે ગામડાવાળાઓ જેટલા વધુ કેળવણી પામેલા છે તેટલા શેહેરમાં નથી

શું તમારા એક પુત્રને વધારે ઇંગ્લીશ ભણાવી, બીજી કોઇ લાઇનમાં રાખવાથી તે પોતાની જીંદગી સુખમાં નહી ગાળી શકે ?

આગળનો જમાનો વહી ગયો છે, અસલના વખતમાં હાલના યુરોપીઅન સોનીની બ્રેસલેટ અને નેકલેસનો નકલી અને તકલાદી ચકચકાટ તમારી ચુડીઓ અને તુળસીની સામે હરીફાઇ કરનાર નહોતા ! તમારા એકલા હાથ વડે કામ કરતા હથોડા અને એરણ સામે સંચાના સફાઇદાર અને ત્વરાથી થતાં કામને તમો આળસુ રહેશો તો કયાંથી પહોંચી શકશો ? માટે મારા જ્ઞાતીબંધુઓ કાંઇક સુધરવા પ્રયાસ કરો.

કેટલાક હુન્નર જેવા કે ઘડીઆળ કામ, એનજીનીઅરીંગ લાઇન, ચીત્ર કામ, અને બીજા અનેક હુન્નર શીખવા માટે આપણા ભરતખંડથી ઘણા યુવકો, જાપાન, અમેરીકા, જર્મની, ઇંગ્લંડ વીગેરે સ્થળે જઇ આવી દેશના હુન્નર ઉદ્યોગ ખીલવવામાં સહાયભુત થાય છે આપણામાંના કેટલાક નાતાલ અને બીજે સ્થળે પ્રયાસ કરી આવ્યા છે તો શું કોઇ વીરપુરૂષ પોતાના પુત્રને આપણો પોતાનો (સોનીનો) ઉદ્યોગ ઉત્તમ પ્રકારે શીખવા માટે જાપાન, અમેરીકા, જર્મની કે ઇંગ્લાંડ મોકલવા ન તૈયાર થાય? એવી રીતે વીદેશ શીખવા મોકલ્યા શીવાય શું તમે તમારી ઉન્નતી કરી શકશો ? અને આમ વીદેશ જવા માટે તમારા પુત્રોને કેળવણી આપવાની જરૂર નથી શું ? પ્રીય જ્ઞાતી બંધુઓ ! જયારે આવી બાબતો ઉપર આપ ધ્યાન નહી આપશો તો મારે કહેવું જોઇએ કે આપણી પોતાની ઉન્નતીની વાત સમજવામાં પણ આપણે ઘણાજ પછાત છીએ, તો પછી દેશોન્નતીની તો યોગ્યતાજ કયાંથી આવે ?

જ્ઞાતીની ઉન્નતી અર્થે બીજી દરેક જ્ઞાતીમાં માસીક ચાલે છે અને તેનું મનન કરી જ્ઞાતી બંધુઓ સુધરે છે આપણી તેવી સ્થીતી કયારે આવશે ?

કેળવણી અને ઉદ્યોગ ખીલવવાની જો તમે યોગ્યતા નહીં વધારો તો પછી તમારી હમેશને માટે અવદશાજ જાણવી.

૩ ધર્મ—જ્ઞાતીની ઊન્નતીના સંબંધમાં અગત્યનો વીષય ધર્મ સંબંધે છે, નીતિ અને ધર્મ વીના કોઇ શોભતું નથી. આપણને કોઇ પુછશે કે ભાઇ, તમો કેવા સોની છો ? તો સામા જવાબ આપીશું કે અમે બ્રાહ્મણીઆ સોની છીએ, કદાચ પુછનાર સહજ સંશય લાવે તો આપણી જનોઇ બતાવી બ્રહ્મ રાક્ષસ કરતાં વધારે પ્રબળપણે આપણું બ્રહ્મત્વ સીદ્ધ કરવા પ્રયત્ન કરીએ છીએ પણ એ મીથ્યા બ્રહ્મત્વમાં, ખાલી જનોઇનાં વરેડાં વીંટાળવામાં શું રહસ્ય હશે તે જાણવા કોઇએ પ્રયાસ કર્યો છે ? ધમની શું આપણે અગત્ય નથી ? લગ્ન વખતે બ્રાહ્મણે જનોઇ પહેરાવ્યા પછી આપણે જનોઇ એ શું છે ? તેનો આપણા જીવન સાથે શો સંબંધ છે ? આપણો ધર્મ કયો ? વૈદીક અનુષ્ટાન અને તત્સંબંધની સર્વ ક્રીયા કરવાનો પૂર્ણ અધીકાર છતાં આપણે ઊપવીત સંસ્કાર એટલે શું તે પણ જાણતા નથી. ત્રીકાળ સંધ્યા, ગાયત્રી મંત્ર, અને દ્વીજનાં નીત્ય કર્મમાંથી આપણે કાંઇ જાણતા નથી ઘણું ખરૂં તો જનોઇને આપણે કુંચીઓ બાંધવાનું સાધન માનીએ છીએ અને કેટલાક તત્વવેત્તા (Philosophers) મિથ્યા વાદીઓ એટલે સુધી હાસ્ય પાત્ર બનતા પાછા હઠતા નથી અને કહે છે કે જનોઇની શી જરૂર છે ?

સંધ્યાં કરવાથી શા લાભ છે તે જાણ્યાવિના ઘણા કહે છે કે સંધ્યામાં નાક ખેંચવાનુ આવે છે તે નસકોરાં ચડાવવાથી શો લાભ થવાનો છે? ત્રિકાળ સંધ્યા, ગાયત્રી મંત્રનું અધ્યયન, દેવસેવા અને દ્વિજોએ અવશ્ય કરવા યોગ્ય નિત્ય કર્મના લોપથીજ આપણી આવી અસસ્કૃત સ્થિતી થઇ પડી છે. આપણે પુરૂષોજ એ બાબતમાં ઘોર અંધકારમાં છીએ તો પછી આપણી સ્ત્રીઓ અને બાળકમાં ધર્મના સંસ્કાર શી રીતે નાંખી શકીશું ?

જ્યારે આપણામાં ધર્મ નથી, ત્યારે આપણે અન્ય આચારો કયાંથી પાળી શકીશુ? ધર્મ ની વ્યાખ્યા માત્ર દેવસેવા કરવાથી કે અબોટીઆંના મિથ્યાવાદથી કે બાહ્યાચાર પાળવાથીજ પુરી થતી નથી, પણ તેનો મહાન ઉદેશ જીવાત્માને માનસિક બંધનથી મુક્ત કરી સત્ચિદ્ અને આનંદ સ્વરૂપ પરમાત્માના સ્વરૂપમાં તન્મય કરવો એજ છે !

યોગ તત્વવિદ્ પુરૂષો અને આપણાં શાસ્ત્રો પોકારીને જણાવે છે કે ધર્મ અને નીતિને અનુસરી વર્તવાથી તમો તમારો ગૃહસ્થાશ્રમ રૂડી રીતે સુખી કરી શકો તેમ છો, આથી મારી વિનતી છે કે દરેક જ્ઞાતિ બંધુઓએ વિશેષ નહિ તો પ્રાતઃસંધ્યા તો અવસ્ય કરવી જોઇએ અને અવકાશ લઇ ધાર્મીક પુસ્તકોનું વાચન વધારવાની પણ જરૂર છે જેથી ઘણાં વખત થયાં જામી ગયેલા જડ સંસ્કારોનાં પરમાણુ કાળે કરી છુટશે. જેવી રીતે આપણે પોતે ધર્મના નિયમ પાળવાના છે તેવીજ રીતે ઘરની સ્ત્રીઓને ગૃહીણી ધર્મથી જાણીતી કરવાની પણ જરૂર છે.

ગૃહીણી એટલે શું ? અને તેના ધર્મ કેવા છે તેપણઘણાથી નહી સમજાય, પણ ગૃહીણીના ધર્મ જાણ્યા વગરની હાલની આપણી સ્ત્રીઓ આપણા ગૃહસ્થાશ્રમને હમેશને માટે નુકશાન કરે છે.

ગૃહીણી એટલે ગૃહવ્યવસ્થા જાળવનાર સ્ત્રી. અને તેના ધર્મ તે એજ કે એક સ્ત્રીએ પોતાના પતિ, પુત્ર, સાસુ, સસરા, નણંદ, પોતાની પુત્ર વધુ (દીકરાની વહુ) પ્રતિ કેવી રીતે વર્તવું અને ધર્મ સંબંધી ક્રિયાઓ જેવા કે માસીક રૂતુશ્રાવ (અટકાવ વખતે) પાળવાના નિયમો, દેવ સેવા, સ્ત્રીથી પાંચ પ્રકારનાં નિત્ય થતાં પાપમાંથી બચવાના વૈશ્વદેવાદી પ્રયોગ, આતિથ્ય સત્કાર (પરોણા ચાકરી) વિગેરે બાબતોમાં શી રીતે વર્તવું તે સંબંધે અજ્ઞાન છે અને એવા અંધકારમાં એકલી આપણી જ્ઞાતિમાં નહિ પણ આખા હીંદુસ્તાનમાં સેંકડે એંશી જગ્યાએ સ્ત્રીઓ એવી તો અજ્ઞાન છે કે કોઇ કુટુંબમાં સાસુ વહુને અણબનાવ હોય છે, તો કોઇ સ્થળે બે ભાઇને સ્ત્રીઓ બનવા દેતી નથી, કોઇ સ્થળે એથી પણ વધુ કમકમાટ છુટે તેવા પ્રસંગો સ્ત્રીઓની અજ્ઞાનતાથી બને છે. એવી અજ્ઞાન અને કલેશી સ્ત્રીઓમાંથી ઉત્પન્ન થતી પ્રજા કેવી થાય તે સહજ વિચારવા જેવું છે ! અને તેથીજ ઉત્તમ પ્રકારનો ગૃહસ્થાશ્રમ બનાવવા ધર્મના નીયમો સમજી પાળવાની અગત્ય સિદ્ધ થાય છે.

બાળકને કેળવવામાં માતાપીતાની શી ફરજ છે અને તેમાં નીતીના ઉચ્ચ સંસ્કારો શી રીતે નંખાય તે જો હાલનાં માબાપો સમજતાં હોત તો હાલના પુત્રો માતા પિતા અને વડીલોની સામે વેરીની માફક વર્તે છે તે બાતજ નહી ! હાલના યુવકો પણ પોતાના ધર્મથી ચુકયા છે, બ્રહ્મચર્ય શું તે બીચારા સમજેજ કયાંથી ? જ્ઞાતિની ઉન્નતીમાં તે કેટલા મદદગાર થઇ શકે તે તો સમજવું બાજુપર રહ્યું પણ પોતેજ જાણે મોટા પટેલીઆ થઇ પડયા હોય તેમ વૃધ્ધોની મર્યાદા ઉલ્લંઘી મોટા બારીસ્ટર કરતાં પણ વધારે પ્રબળપણે પોતાની મિથ્યાભીમાની વૃત્તિ બતાવે છે ! જુવાનોએ ધારણ કરવાના ગુણો બ્રહ્મચર્ય, પ્રામાણીકતા, ધાર્મિક તત્વજ્ઞાન, ઉદ્યોગ, કરકસર, પ્રયત્ન શીળ

રહી સર્વને મદદ કરવી, વ્યસનનો અને આળસનો ત્યાગ કરવો, માતા,પિતા, વૃધ્ધ અને સાધુ પુરૂષો પ્રતિ નમ્ર ભાવ રાખી તેમની આજ્ઞામાં રહેવું, અને બાળકોમાં ભ્રાતૃભાવ અને પ્રેમથી પોતાના સદ્ગુણોનો દાખલો બેસાડી ઉત્તમ સંસ્કારી બનાવવા એ શું તેમનો ધર્મ નથી ?

આવી અનેક વાતો ન સમજવામાં આવે અને મિથ્યા કુસંપ વધ્યો જવાથી શું આપણે સુધારવાના હતા ? મારે દરેક જ્ઞાતી બંધુને મારી નમ્ર વીનંતી છે કે ઉપર લખેલવીષયમાં પોતે સુધરી અન્યને સુધારવા યત્ન કરશો તોજ ઉન્નતી છે !

અંતમાં શ્રીઇષ્ટ પ્રતિ પ્રાર્થના છે કે આપણી જ્ઞાતીની ઉન્નતી થાય તેવી સદ્બુધ્ધી પ્રભુ સર્વને આપો.

* * * * * *

આ લઘુલેખ અત્ર અટકાવીએ છીએ. જ્ઞાતીની ઉન્નતી અર્થે બીજી ઘણી વાતો કહેવાની રહી જાય છે તોપણ આ લેખનું મનન કરનારને તે તેટલોજ લાભ કરનાર છે, અને ગુણગ્રાહી સજ્જનો આમાંના દોષ નહી જોતાં ફળીત ભાગનેજ જોશે.

ધર્મના નિયમો પાળવાની જીજ્ઞાસા રાખનાર સુમુક્ષુઓને ધર્મ સંબંધી તેમજ આપણે કરવા યોગ્ય નિત્ય કર્મ જેવાંકે ત્રિકાળ સંધ્યા બ્રહ્મણી અને યુવકોના ધર્મ વિગેરે સંબધે અધિક જાણવા ઇચ્છનારને મારા પ્રતિ પત્રવ્યવહાર રાખવા હું વિનતી કરૂં છું. અને મારી અલ્પમતિ અનુસાર ઘટિત મદદ હું કરીશ ત્રિકાળ સંધ્યા અને નિત્ય કર્મની નાની ચોપડી મેળવવા ઇચ્છનારને વિના મુલ્યે મારી મારફતે મંગાવવાથી મળી શકશે

માઘ પૂરણીમા

હુ 'હું' જ્ઞાતિ સમસ્તનો
કૃપાકાંક્ષી બાળશેવક.

**વૈદ્ય બળવંતરાય ઝવેરીલાલ જેરામ કેલોદવાળા.**
વ્યવસ્થાપક આરોગ્યરક્ષક ઔષધાલય.
ડામ સ્ટેશન.
બી૦ બી૦ એન્ડ સી. આઇ. રેલ્વે.



ॐ श्री.

# श्री ब्राह्मणीआ सोनोनी पंच समस्त तरफथी बहार पडेला ज्ञातिना धारा.

આ ઠરાવો બહાર પાડવાનો ઉદ્દેશઃ-માત્ર એટલોજ છે કે જ્ઞાતીમાં અનીયમીતપણું ચાલે છે. અને જ્ઞાતીના ધારાનો ભંગ બીનવાસ્તીથી થાય છે. આવી રીતે અનીયમીતપણું વધારે વખત જારી રહે તો પ્રસ્તાવનામાં જણાવેલા વીચારો પ્રમાણે કાયદાના બંધન વીનાની ન્યાત પતીતાવસ્થામાં આવી પડવા સંભવ છે, તેવે વખતે જ્ઞાતીના સુજ્ઞ પુરૂષોની ફરજ છે કે આ ઠરાવો પ્રમાણે વરતી સર્વ તે પ્રમાણે વર્તે તેમ સમજાવવા પ્રયત્ન કરવો.

**૧ સગાઇ કરવા સંબંધે**—વરકન્યાની સગાઇ થઇ જયારે રૂપીઓ ઝાલવામાં આવે ત્યારે વરના બાપે રૂ૦ ૧) એક, તથા કન્યાના બાપે રૂ૦ ૧) મળી રૂ૦ ૨) બે સંબામાં અથવા ગામડામાં જ્યાં નજદીક હોય ત્યાં જે આગેવાન પાસે જ્ઞાતિના સીકકાવાળી પહોંચ બુક હોય તેની પાસે જઇ રૂપીઆ આપી સગાઇ કર્યા સંબંધે હકીકત દાખલ કરાવી તે આગેવાનની સહી સીકકાવાળી પહોંચ લીધા પછીજ સગાઇ નકકી થઇ ગણાય, પહોંચ આપનાર આગેવાને બંને પક્ષકારોને લેખીત પહોંચ આપવી તથા નાણાનો ચોકસ હીસાબ રાખી પંચ જયારે માગે ત્યારે બાબતવાર રજુ કરવો.

**૨ સગાઇ રદ કરવા સંબંધે**—સગાઇ થયા પછી બંને પક્ષકારમાંથી કોઇપણ પક્ષકારે સગાઇ તોડવી નહી. તોડવાનાં નીચે જણાવેલાં ખાસ વ્યાજબી કારણ બને તો તે સંબંધે પંચના આગેવાનોને જાહેર કરતાં તેઓને વ્યાજબી કારણ માલુમ પડે તો તેઓએ સગાઇ તોડવા સંબંધે લેખીત પરવાનગી આપવી.

### નિચેનાં કારણસર સગાઇ તોડી શકાય.

અ વર લંગડો, આંધળો, (વાતરકત) પત્ત-કોઢ અસાધ્ય (નહી મટી શકે તેવા) વ્યાધી વાળો હોય, નપુસક હોય અથવા એવુંજ કાંઇ અનિવાર્ય કારણ આવી પડે તો.

બ કન્યા લંગડી, આંધળી, તેમજ પત જેવા નહી મટી શકે તેવા વ્યાધીવાળી હોય તોપણ વરવાળા તરફથી તે સગાઇ રદ થઇ શકે નહી. કારણ તે કન્યાનો કુંવારો ધડો ઉતારવોજ પડે, પછી તે વરવાળા, પંચની પરવાનગીથી પોતાના દીકરાને બીજે ઠેકાણે પરણાવી શકે પણ આગળ પરણાવેલ કન્યાનું તે વરવાળાએ ભરણપોષણ અવસ્ય કરવુંજ જોઇએ.

ઉપરનાં કારણો શીવાયના કાંઇપણ કારણ વગર અને પંચના આગેવાનની પરવાનગી વગર વર અથવા કન્યાવાળા સગાઇ તોડે તો પંચના આગેવાનો જેની કસુર જણાય તેનો રૂ૦ ૨૦૧ બસો એક સુધી દંડ કરવા મુખત્યાર છે ગુન્હેગાર દંડ ન આપે તો તેનો વ્યવહાર બંધ રાખવો.

**વસંત સંબંધેઃ**—સગાઇ થયા પછી કન્યાના બાપને વસંત મંગાવવું હોય તો જણસો અને લુગડાં સહિત રૂ૦ ૧૦૧) એકસો એકની કીમત સુધીનું મંગાવવું તેથી વીશેષ લઇ જનાર કે મંગાવનારને રૂ૦ ૨૫) પચીશ સુધી દંડ કરવામાં આવશે. વસંત વખતે આપેલી ચીજો લગ્ન લખતી વખતે કન્યાના બાપે વરના બાપને પાછી આપવી જોઇએ જો કન્યાવાળા પાછી ન આપે તો લગ્ન વખતે અપાતી પલ્લાની જણસોમાંથી તેટલી ઓછી કીમતની જણસો અપાશે.

**ઉપવીત (જનોઇ) ધારણ કરવા સંબધેઃ**—આપણી જ્ઞાતીમાં જયારે વર પરણે ત્યારે જનોઇ ધારણ કરાવવામાં આવે છે. તે રીવાજ બરાબર છે પણ અગીઆર વરસની ઉમર સુધીમાં જેના લગ્ન નથી થતાં તેના ધર્મની જાળવણી ખાતર યોગ્ય ઉમરે જરૂર જનોઇ ધારણ કરાવવી જોઇએ, જનોઇ ધારણ કરતી વખતે જ્ઞાતી જમાડવાની જરૂર નથી પણ યોગ્ય ધાર્મીક ક્રીયાઓ કરી વીધીસર ધારણ કરાવવાની ખાસ જરૂર છે.

**૪ લગ્ન કરવાની ઉમર સંબધેઃ**—લગ્ન કરવા માટે કન્યાની ઉમર નવ કે અગીઆર વરસની હોવી જોઇએ, પરંતુ એક કરતાં વધારે કન્યા હોય તો બીજી નાની કન્યાઓને ઉપરની ઉમરનો બાધ નહી ગણતાં સાથે કરવાની છુટ છે પણ તેમાં સૌથી મોટી કન્યાની ઉમર નવ કે અગીઆર વરસની હોવી જોઇએ. છુટ આપવાનું કારણ એજ કે વખતોવખત ખરચનો બોજો પડે નહીં.

**૫ લગ્ન વખતે પલ્લુઃ**—લગ્ન કરતી વખતે વરવાળા તરફથી કન્યા સારૂ કન્યાવાળાને ઘરેણાં લુગડા સાથે રૂા૦ ૩૦૧) ત્રણુસો એક સુંદીનું આપવું, એથી વિશેષ લેવું યા આપવું નહી, વધુ પલ્લું લઇ જનાર અને મંગાવનાર દરેકનો રૂા૦ ૫૧) એકાવન દંડ થશે.

**૬ લગ્ન વખતે કન્યાના બાપે કરવાની ન્યાતોઃ**—કન્યાને માંડવે વર જાન લઇને જાય તે વખતે પહેલે દીવસે એક ન્યાત કન્યાના બાપે કરવી, અને વરોઠીની ન્યાત થવા પછી એક સીધોરાની ન્યાત કરવી એ પ્રમાણે કન્યાના બાપે બે ન્યાત કરવી.

**૭ લગ્ન વખતે વરવાળા તરફથી ન્યાત કરવા બાબતઃ**—લગ્નને બીજે દીવસે વરવાળા તરફથી વરોઠીની ન્યાત કરવી તે સંબંધે નીચે મુજબ ઠરાવ છેઃ—

૧ એક અથવા બે કે ત્રણ વર હોય તો વરોઠીની એક ન્યાત કરવી.
૨ ચાર અથવા પાંચ વર હોય તો બે ન્યાત કરવી.
૩ છ અથવા સાત વર હોય તો ત્રણ ન્યાત કરવી.

એમ દર બબે વરે એક ન્યાત વધારવી. વરવાળા જો વરોઠીની ન્યાત ન કરે તો કસુર કરનારને રૂા. ૧૦૧, એકસો એક દંડ કરવામાં આવશે અને તે છતાં પણ વરોઠીની ન્યાત કરવી પડશે.

જાનમાં દાણા (ચંદી) પંદર શેર, અને ચાર (ઘાસ કે કડબ) ચાલતા આવેલા રીવાજ પ્રમાણે આપવી.

વરોઠીની ન્યાતમાં કન્યાના બાપે વરના બાપને ઇરાદાપૂર્વક નુકશાન કરવાના હેતુથી પોતાના ગામના વહેવારના માણસોને જમવા બેસાડવા નહી, કન્યાનો બાપ બેસાડે અને વરનો બાપ પંચમાં ફરીઆદ કરે તો ગુન્હો સાબીત થયે કન્યાના બાપ પાસથી રૂા. ૫૧) એકાવન દંડ લેવામાં આવશે.

છુટઃ—જાનીવાસો જેને ઘરે હોય તેને, કન્યાના બાપના પરગામી વહેવારનાં જેટલાં માણસ આવ્યાં હોય તેટલાંને, તેમજ વસવાયાં, વરતણીઆ, વીગેરે જાનને ઉપયોગી જે જે માણસો હોય તેને બેસાડવા છુટ છે.

**૮ શ્રીમંતની ન્યાત નહી કરવા બાબતઃ**— શ્રીમંત વખતે વીધીસર ધર્મની ક્રીયા કરવી, પીયેરીઆં વીગેરેને મોસાળું કરવાની જરૂર હોય છે તથા તેમને કંકોતરી લખી ખબર આપવી પણ શ્રીમંતની ન્યાત કરવાની જરૂર નથી છતાં પંચનું અપમાન ઠેકરી કરશે તો રૂા. ૨૫) સુધી દંડ કરવામાં આવશે.

**૯ એક ઓરતપર બીજી ઓરત કરવા બાબતઃ**—એક ઓરતપર બીજી ઓરત કરવાની કોઇ પુરૂષને જરૂર હોય તો નીચેનાં કારણસર નીચે પ્રમાણે છુટ છે.

અ ફકત છોકરાં નહી થવાના કારણસર બીજી ઓરત કરવી પડે તો જે સ્ત્રીને છોકરાં ન થતાં હોય તેની ઉમર ત્રીશ વર્ષ ઉપરની હોવી જોઇએ અને તે પહેલાં તે બાઇને કોઇપણ પ્રજા ઉત્પન્ન ન થઇ હોય તોજ

બ દેહાદી અસાધ્ય રોગો જેવા કે આંધળી, લુલી, વંધ્યત્વ (વાંઝીયાપણું) વાતરકત (પત-કોઢ) વીગેરે નહી મટી શકે તેવો રોગ થયો હોય તો

ઉપરના કારણસર પંચને અરજી કરતાં પંચની રજા મળે તોજ બીજી ઓરત કરવાની છુટ છે, પણ બીજી ઓરત કરનાર શખ્સે તેની આગલી ઓરતને ખોરાકી લુગડાં અને સંસારી હાજતો પુરી પાડવાની ખાસ ફરજ છે. તેની આગલી ઓરત ખોરાકી પોષકી વીગેરે બાબત પંચમાં ફરીઆદ કરે તો તેના ધણીની સ્થીતી ઉપર લક્ષ રાખી પંચે ખોરાકી પોષાકી બદલ યોગ્ય ઠરાવ કરી આપવો તેનો ધણી પંચનું અપમાન કરી પંચે કરેલો ઠરાવ ન પાળે તો કસુરના પ્રમાણમાં યોગ્ય દંડ કરવા પંચ મુખ્તીઆર છે. આગળ જણવેલાં ખાસ કારણો શીવાય ગેર-વ્યાજબી રીતે કોઇપણ પુરૂષ એક ઉપર બીજી ઓરત કરશે તો તેને રૂા. ૧૦૦૧, એક હજાર એક સુધી દંડ કરવા પંચ મુખ્તીઆર છે.

**૧૦ પરણેલ તથા પુનર્લગ્ન કરેલ સ્ત્રીને સાસરે નહી મોકલવા બાબતઃ**—પરણેલ અથવા પુનર્લગ્ન (નાતરૂં) કરેલ સ્ત્રી જેના કબજામાં હોય તેવા શખ્સો તે સ્ત્રીને સાસરે મોકલે નહી અથવા તે સ્ત્રીના સાસરીવાળા તેને તેડે નહી અથવા સાસરે મોકલ્યા પછી રાખે નહી તો ફરીઆદ થતાં જ્ઞાતીના આગેવાન પંચોએ યોગ્ય તપાસ કરીને સ્ત્રીને સાસરે મોકલવા અથવા સાસરે રાખવા જણાવવું તે છતાં તે સ્ત્રીને તેના પીયેરવાળા સાસરે મોકલે નહી અથવા સાસરા વાળા તેડે નહી તો જેની કસુર જણાય તેનાં કસુરના પ્રમાણમાં રૂપીઆ એકથી વધુમાં વધુ રૂા. ૫૦૧) પાંચસો એક સુધી દંડ કરવો અને તે સ્ત્રીને સાસરે મોકલાવવી. બંને પક્ષકારમાંથી એક પણ પક્ષકાર મોકલે નહિ અથવા મોકલ્યા પછી રાખે નહિ અથવા ઠરાવેલો દંડ આપે નહિ ત્યાં સુધી તેનો વ્યવહાર બંધ કરવો.

**૧૧ ઉભે ધણીએ નાતરે નહિ જવા બાબતઃ**—જે સ્ત્રીનો ધણી હયાત હોય તેવી સ્ત્રીને કોઇપણ સખ્સ તેના હયાત ધણીની ફારગતી મેળવ્યા શીવાય દુષ્ટ બુધ્ધિથી હરણ કરી જઇ નાતરૂં કરશે તો તેવે પ્રસંગે પંચને તેનો આગલો ધણી ફરીયાદ કરશે તો પંચે એ બાબત તપાસ કરી સાબીત થયેથી ગુન્હેગારને રૂા. ૧૦૦૧ ) એક હજાર એક દંડ કરવો તે ઉપરાંત તેના આગલા ધણીની લેખીત પરવાનગી મેળવી પંચને રજુ નહીં કરે ત્યાં સુધી તેની સાથેનો સઘળી પ્રકારનો વ્યવહાર બંધ કરવામાં આવશે.

અ. કદાચ ફરીયાદ થયા પછી આગલા ધણીની ફારગતી રજુ કરે તોપણ રૂા. ૫૦૧ પાંચસો એક દંડ લઇ નાતમાં લેવા વીચાર કરવા પંચ મુખ્તીઆર છે.

બ. કોઇ પ્રસંગે ઊભે ધણીએ બીજાની સાથે નાતરૂં કરનાર સ્ત્રીના આગલા ધણીએ પંચમાં ફરીયાદ ન કરી હોય. તોપણ પંચે તેવા ગુન્હેગારની તપાસ કરી ગુન્હો સાબીત થએ રૂા. ૧૦૦૧) એક હજાર એક દંડ કરવો, દંડ ન આપે ત્યાંસુધી કોઇએ કોઇપણ જાતનો વ્યવહાર રાખવો નહીં. આવે પ્રસંગે તેના આગલા ધણીની ફારગતી મેળવવા પંચ ફરજ પાડી શકશે નહી, કારણકે આગલા ધણીએ પંચને ફરીયાદ કરી નથી.

ટીપઃ—આગલો ધણી એવી તકરાર રજુ કરે કે મને એ લોકો કયાં છે, અને નાતરૂં કર્યું છે કે નહી તેની ખબર પડી નથી, તેને માટે ખુલાસો એટલોજ છે કે પોતાની સ્ત્રી બીજાની સાથે જતી રહી છે એવું તેને માલુમ પડે કે તુ તજ તેણે પંચને ફરીયાદ રજુ કરવી જોઇએ, કારણકે ધણીનો ફરજ છે કે તેણે પોતાના માણસની શોધખોળ કરવીજ જોઇએ

પંચે આવી તકરાર વખતે સાસરે નહિ મોકલનાર અને નહિ તેડનારની કસુર ઉપર સુરત રાખી ન્યાય કરવાનો છે, તથા કેસના તમામ સંજોગો ધ્યાનમાં લેવાના છે કે કોની કસુરથી કૃત્ય થયું છે વીગેરે હકીકતનો સંપુર્ણ રીતે નિપક્ષપાતપણે ન્યાય કરવા કહ્યું છે.

૧૨ બહારગામથી કન્યા લાવવા બાબતઃ—ગુજરાતમાં આપણો સબંધ ધરાવતાં નવસો ઘર જેમાં જમવાનો અને કન્યા વ્યવહાર છે તે હદની બહારની આપણી જ્ઞાતીની* કન્યા કોઇ પણ શખ્સ લાવે તો તેણે તે કન્યા આપણી ન્યાતની છે કે નહી તે સાબીત કરી આપવા નીચેનો પુરાવો સાબીત કરી આપવો પડશે.

અમદાવાદ અને પાલણપુર કે જે આપણાં વ્યવહારનાં ગામો તે તરફ છેલ્લાં છે તેની આગળની કન્યા લાવે તો અમદાવાદ કે પાલણપુરની પંચના આગેવાનો પાસે એવું કહેવડાવવું જોઇએ કે જે કન્યા આવેલી છે તેના બાપ અગર વારસો સાથે હમારે જમવા તથા કન્યા વ્યવહાર છે. આ બાબત તપાસ કરવા સારૂ અહીંની પંચના જેટલા માણસોને જવું પડે તેટલાનો સર્વ ખર્ચ પણ તે કન્યા લાવનારને શીર છે જયાં સુધી ઉપર પ્રમાણે સાબીત કરી આપે નહી ત્યાં સુધી તેનો વ્યવહાર બંધ કરવામાં આવશે.

૧૩ જુવાન મરણની ન્યાત કરવાનહીં બાબતઃ—પચીશ વરસની અંદરના જુવાનના મરણ પાછળ ન્યાત કરવી નહી પરંતુ તેના દશા અગીઆરમાની ધર્મની ક્રીયા કરવી. મરનાર સંપત્તીવાન હોય અને નીર્વંશ હોય અને પાછળ ન્યાત કરવા વીચાર હોય તો કરવા અડચણ નથી. કાણે જવું હોય તો બનતા સુધી અગીઆરમા પહેલાં જવું જોઇએ. પોત વીગેરે જે કાંઇ આપવાનું હોય તો તે પણ વરતકાણે જાય ત્યારે આપી આવવું. અગીયારમા પછી કાંણે જાય તો પણ જયારે પહેલવહેલી કાંણ થઇ તે વરતકાંણુજ કહેવાય. વરતકાંણમાં જમવા રહેવાનો રીવાજ નથી. કદાચ કોઇ જુવાન સ્ત્રીનુ મરણ થયું હોય અને તેનું પલ્લું તેના પીયેરમાં રહ્યું હોય તો અગીયારમા પહેલાં કાંણે જાય ત વખતે આપી દેવું જોઇએ. પલ્લું પાછુ. નહી મળવા બાબતમાં છ માસ સુધીમાં ફરીયાદ કરવી જોઇએ.

૧૪ રેશમી કપડાં જમણ વખતે પહેરવા બાબતઃ—આચારો પ્રથમો ધર્મઃ એ નીયમ લક્ષમાં રાખી પુરૂષો અને સ્ત્રીઓએ જમણવારમાં અબોટીયાં અને રેશમી કપડાં પહેરવાં જોઇએ જે ન પહેરે તેની પાસેથી ચાર આના દંડ લેવામાં આવશે.

૧૫ વીધવાઓને ખોરાકી પોષાકી આપવા બાબતઃ—કોઇપણ વીધવા કુટુંબનું અભીમાન રાખી પુનર્લગ્ન (નાતરૂં) ન કરે તેવી ઓરતને તેના મરનાર ધણીના સીધ્ધા વારસ પાસેથી સ્થીતીના પ્રમાણમાં લુગડાં-અનાજ અને રહેવાને ઘર વીગેરે સગવડ કરી આપવી. તે વીધવાના મરનાર ધણીના વારસો તે બાઇને અનાજ, લુગડાં, રહેવાને ઘર વીગેરેની સગવડ ન કરી આપે અને તે બાઇ પંચમાં ફરીઆદ કરે તો સ્થીતીના પ્રમાણમાં બંદોબસ્ત કરવા પંચે ઠરાવ કરવો પછી જો પંચનું અપમાન કરી તે વારસો તે વીધવાને પંચે કરેલા

ઠરાવ પ્રમાણે બન્દોબસ્ત ન કરી આપે તો તેવા ગુન્હેગારનો ન્યાત વ્યવહાર બંધ કરવા અથવા યોગ્ય દંડ કરવા પંચ મુખત્યાર છે પરંતુ સદરહુ વીધવા ઓરતે કુટુંબનું અભીમાન રાખી, નીતી અને ધર્મ પ્રમાણે વર્તી મરનાર ધણીના વારસોના કહ્યા પ્રમાણે વર્તવું નીતીથી ભ્રષ્ટ થયેલી પંચ સમક્ષ સાબીત થશે તો અનાજ, લુગડાં, ઘર વીગેરેનો હક રદ કરવામાં આવશે.

૧૬ **પુનર્લગ્ન (નાતરૂં) ની સગાઇ બાબતઃ**—અગાઉ કલમ ૧ લીમાં સગાઇ કરવા બાબતના અને રદ કરવા બાબતના દરેક નીયમે આમાં પણ લાગુ પડે છે.

૧૭ **પુનર્લગ્ન (નાતરા) ની ફારગતી બાબતઃ**—પુનર્લગ્નની સગાઇ નક્કી થયા પછી પુનર્લગ્ન કરનાર પુરૂષવાળાએ નાતરે આવનાર સ્ત્રીના મરનાર ધણીના સીધ્ધા વારસ પાસેથી ફારગતી લેવી. મરનાર ધણીના સીધ્ધા વારસ પાસેથી ફારગતી મેળવ્યા વગર અને નીચે જણાવેલ ફારગતીના નીયમોની ચોખવટ કર્યા વગર નાતરે જનાર સ્ત્રીએ નાતરે જવું નહી અને પુનર્લગ્ન કરનાર પુરૂષે તેવી સ્ત્રી સાથે પુનર્લગ્ન કરવું નહી. ઉપર પ્રમાણે વર્તવામાં જે કસુર કરશે તેનો દંડ રૂા૦ ૫૦૧) પાંચસો એક સુધી કરવામાં આવશે.

ફારગતી કરતી વખતે ધ્યાનમાં રાખવા યોગ્ય નીયમોઃ-

૧ મરનાર ધણીની જે કાંઇ મીલકત તે નાતરે જનાર સ્ત્રીના અથવા તેનાં પીયેરીયાંના કબજામાં હોય તે મીલકત અથવા તે મીલકતની કીમતના રૂપીઆ મરનાર ધણીના સીધ્ધા વારસે ન આપવા.

૨ મરનાર ધણીનો સંબંધ થયા પછી તે સ્ત્રીને જે કાંઇ છોકરાં થયો હોયતે પાછાં સોપવાં કદાચ તે છોકરાં બહુ નાનાં હોયતો તેને ઉછેરી મોટા કર્યા પછી પાછાં સોપવા બાબતનો વીશ્વાસ પાત્ર જામીન નાતરૂં કરનારે મરના ધણીના સીધ્ધા વારસેન આપવો.

૩ મરનાર ધણીની પાછળ છોકરી હોયતો તેની સગગાઇ અથવા લગ્ન ને સ્ત્રીને નાતરે લઇ જનાર પુરૂષ અથવા નાતરે જનાર સ્ત્રીના મરનાર ધણીના સીદ્ધા વારસ જેણે ફારગતી કરી આપી છે તેજ કરી શકે.

૪ કદાચ મરનાર ધણીના સીધ્ધા વારસો આડાઇ કરી નાતરૂં કરનાર પુરૂષવાળાને ફારગતી ન કરી આપે અને તે બાબત પંચમાં ફરી આદ થાય તો પંચ ઉપરના નીયમને અનુસરી ફારગતી કરાવી આપવી.

ઉપરના નીયમ પ્રમાણે ચોખવટ કરી ફારગતી કર્યા શીવાય કોઇપણ પુરૂષ નાતરૂં કરશે તો ફરીઆદ રજુ થયેથી સાબીત થયેથી રૂા૦ ૫૦૧ સુધી દંડ કરવામાં આવશે.

નાતરે જનાર સ્ત્રીના પીહેરવાળાઓએ ઉપર પ્રમાણે ચોખવટ કરેલી ફારગતી ન લીધી હોય ત્યાં સુધી તેવા સખ્સની સાથે નાતરૂં કરાવવું નહી અને તેઓ પણ એ નીયમનો ભંગ કરશે. તો તેનો પણ રૂા૦ ૨૦૧ બસો એક સુધી દંડ કરવામાં આવશે.

નાતરે જનાર સ્ત્રીના મરનાર ધણીના સંબંધથી ઉત્પન્ન થયેલ છોકરાંને ઉછેરી મોટાં કર્યા પછી પણ કોઇપણ શખ્સ તેની સગાઇ અથવા લગ્ન કરવા બાબત તે છોકરીના મરનાર ધણીના સીધ્ધા વારસને ન સોંપે અને જાતેજ કરેતો અથવા તેવી છોકરીનો સાથે લગ્ન કરી જનાર નો ગુન્હો સાબીત થયે રૂા૦ ૫૦૧ પાંચસો એક સુધી દંડ કરવા પંચ મુખ્તીઆર છે.

૧૮ પુનર્લગ્ન (નાતરા) ના પહેલા બાબતઃ—નાતરૂં થાયતે દીવસે નાતરૂં કરનાર પુરૂષ તરફથી નાતરૂં કરનાર સ્ત્રીને લુગડાં તથા જણસો મળી રૂા૦ પાંચસો એક સુધીનું પહેલું પુરૂં કરી

આપવું તેથી વધુ માગનારેના અથવા આપનારનો ગુન્હો સાબીત થયે રૂા૦ ૫૧ એકાવન સુધી દંડ કરવામાં આવશે.

૧૯ ગુન્હેગારોને શીક્ષા કરવા બાબતઃ-ઉપરના કોઇપણ ઠરાવોમાં સાબીત થયેલા ગુન્હેગાર નો પંચની ધ્યાનમાં આવે તે પ્રમાણે દંડ યા સજા ઠરાવે તે પ્રમાણે તે ગુન્હેગાર જયાં સુધી આ પેયા વર્તે નહી ત્યાં સુધી તેનો ન્યાંત વ્યવહાર બંધ કરવામાં આવશે.

૨૦ ગુન્હેગારને મદદ કરનારને શીક્ષાઃ-ઉપર લખેલી કલમો વીરૂદ્ધ ગુન્હા કરનાર સખ્સોનો ગેર વ્યાજબી પક્ષ કરી મદદ કરનાર સખ્સોને જે પ્રકારનો ગુન્હો કર્યો હોય તે ગુન્હાનું સ્વરૂપ ધ્યાન લઇ જરૂર પડેતો જયાં સુધી તેઓ ગુન્હેગારનો પક્ષ છોડે નહિ ત્યા સુધી ન્યાત બહાર રાખવા ઠરાવ કરવા પંચેમુખ્તીઆરં છે, અગરતો તેઓ પક્ષ છોડવા કબુલ કરેતો જુજ દંડ લઇ અથવા તો એમને એમ ન્યાતમાં લેવા પંચ મુખ્તીઆર છે.

૨૧ ગુન્હેગારોને બોલાવવાથી પંચ રૂબરૂ હાજર થવા બાબતઃ-ઉપર લખેલી કલમો વીરૂદ્ધ ગુન્હા કરનાર સખ્સોને પંચમાં ફરીઆદ થયા પછી પંચ તરફથી તેમને બરાબર ખબર આપી બોલાવવામાં આવે તેવે પ્રસંગે તેઓ જયાં સુધી પંચનું અપમાન કરી તુરત હાજર થાય નહી ત્યાં સુધી અને પોતાની ઉપરનો આરોપ પંચ રૂબરૂ દુર કરે નહી ત્યાં સુધી ન્યાત બહાર મુકવા અથવા યોગ્ય ગુન્હાના પ્રમાણમાં દંડ કરવા પંચ મુખ્તીઆર છે.

૨૨ દંડ ન આપે તો દંડની રકમ વસુલ કરવા ન્યાત બહાર મુકવા બાબતઃ-ઉપર લખેલા ઠરાવોમાં જયાં જયાં દંડ કરવાનું ફરમાવેલું છે તે દંડન આપેતો પંચે તેવા ગુન્હેગારને ન્યાત બહાર કરવા. જે ગુન્હેગાર ન્યાતબાહાર રેહેવાની સજાની પણ દરકાર ન કરીને પોતાની દંડની રકમ ન ભરેતો દંડની રકમ દંડ થયાની મીતીથી જયાં સુધી દંડન આપે ત્યાં સુધી આઠ આના નાના વ્યાજ પ્રમાણે નાણું વેસુલ કરવામાં આવશે.

૨૩ યોગ્ય નીસ્પક્ષ પાતી પટેલો નીમવા બાબતઃ—

૧-ઉપર લખેલા ઠરાવો મુજબ ન્યાય કરવો મન સ્વીપણે વર્તવાનુ નથી.

૨-મત તથા મમતને આધીન થઇ કોઇનો પક્ષ કરવો નહી.

૩-પૈસાદાર અથવા જથ્થાવાળા અને સગા હોય એવા સખ્સોએ કરેલા ગુન્હા વખતે તેમના તેજમાં અંજાઇ જઇ તેમના લાભમાં ઉતરવુ નહી.

૪-ગુન્હેગારોને છોડી દેવા નહી, અને નિર્દોષને શિક્ષા કરવી નહી.

૫ પટેલો જો ઉપલા નિયમો તોડશે તો પંચ તેમને યોગ્ય શીક્ષા કરી પટેલાઇમાંથી દુર કરવા મુખત્યાર છે.

દરેક શભામાંથી અને ગામડામાં દરેક તાલુકાવાર નિષ્પક્ષ પાતી, સમજદાર અને વધુ મતે પસંદ કરાયલા પટેલો હોવા જોઇએ. પટેલોના ખાસ ફરજ છે કે તેમણે ઉપર દર્શાવેલી બાબતોથી હંમેશા અલગ રહી ધારાઓમાં દર્શાવ્યા મુજબ ન્યાય કરવો.

૨૪ ઉપરની કલમોમાં ફેરફાર કરવા બાબતઃ—
ઉપરની કલમોમાં જયારે જયારે સુધારો વધારો કરવાની જરૂર છે ત્યારે ત્યારે પંચ કરવા મુખ ત્યાર છે.



